બિસ્મિહી તઆલા

પ્રકાશન નં. ૩૭ *

# વ્યાજનો ઇસ્લામી દૃષ્ટિકોણ

: લેખક :

(મવ.) ઇસ્માઈલ હાજી સુલયમાન સા.
ભડકોદ્રવી [યૂ. કે.]



પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

# વ્યાજનો ઇસ્લામી દૃષ્ટિકોણ

લેખક : મવલાના ઇસ્માઈલ હાજી સુલયમાન સા.
ભડકોદ્રવી (યૂ. કે.)

પ્રકાશન નં. : ૩૭
પ્રત : ૧૦૦૦
મૂલ્ય : રૂા. ૯–૦૦
પ્રથમ આવૃત્તિ : ૧૪૦૩/૧૯૮૩
બીજી આવૃત્તિ : ૧૪૨૦/૨૦૦૦

પ્રકાશક :
**પ્રકાશન વિભાગ**
દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

મુદ્રક :
દારુલ ઉલૂમ પ્રિન્ટીંગ પ્રેસ,
મહમૂદનગર–કંથારીઆ તા. જિ. ભરૂચ

# * પ્રસ્તાવના *

## હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા........

આજે મુસ્લિમ સમાજમાં અસંખ્ય દુર્ગુણો અને દૂષણો ઘર કરી રહ્યાં છે–કરી ગયાં છે. તે પૈકી એક **'વ્યાજ'** છે. ચેપી રોગની માફક આ દૂષણ સર્વવ્યાપી અને સર્વસામાન્ય થતું જ જાય છે. ખોબા જેટલા લોકો હશે, જે આ બીમારીથી પીડાતા નથી–સુરક્ષિત રહ્યા છે. જો આ જીવલેણ અને વિનાશકારક રોગથી દુર્લક્ષ સેવાશે તો તે ઊધઈની માફક મુસ્લિમ સમાજને કોરી ખાશે.

ખરેખર, લેખક પોતાની આ માહિતીસભર અને અભ્યાસપૂર્ણ પુસ્તિકા દ્વારા સમયની એક મોટી જરૂરતને સંતોષી છે. કહો કે, બીમાર ઈન્સાનિયતની નાડી પકડી તેના ઈલાજ માટે 'વ્યાજ' જેવા વાંઝિયેણ (ઓછું સંદર્ભ સાહિત્ય ધરાવતા) અને કઠિન વિષયને 'નુસ્ખારૂપે' તજવીજ કર્યો અને પોતાના અથાગ પરિશ્રમને અંતે આ અકસીર નુસ્ખો 'વ્યાજનો ઈસ્લામી દૃષ્ટિકોણ' કૌમ

સમક્ષ પેશ કર્યો છે. આશા છે કે વાંચકો લેખકના આ સંનિષ્ઠ પ્રયાસને આવકારશે અને એમના આ નુસ્ખાને અજમાવશે.

કિતાબના લેખક, મારા અઝીઝ સાથી મૌલાના ઇસ્માઈલ હાજી સુલયમાન દાઉદ ભડકોદ્રવી સા. (હાલ યૂ. કે.) આપણા દારુલ ઉલૂમ ભરૂચ, કંથારીઆના જ ફાઝિલ (સ્નાતક) છે. તેમણે પ્રથમથી અંત સુધીની તા'લીમ દારુલ ઉલૂમની હૂંફાળી અને પ્રેમાળ ગોદમાં રહી પ્રાપ્ત કરી છે. તેમણે ઘણાં જ ખંત, ધગશ અને મહેનતથી પોતાની તા'લીમી મુદ્દત વિતાવી છે. દર વર્ષે પ્રથમ નંબરે જ ઉત્તિર્ણ થતાં રહ્યાં છે. કમાલ અને ખૂબીની વાત એ છે કે નજર સમક્ષની પુસ્તિકા પણ એમણે પોતાના અભ્યાસકાળ દરમિયાન જ લખી છે, જે એમની ઈલ્મી લાયકાત અને સિદ્ધિ તથા રોશન તા'લીમી કારકિર્દીનો દસ્તાવેજી પુરાવો છે. કમનસીબે એમના વિદ્યાયુગમાં આ કિતાબ વાંચક-વર્ગ સમક્ષ આવી શકી નહિ. એનો મુસદ્દો ચાર-પાંચ વર્ષ મારી પાસે પડી રહ્યો...... આ લાંબા ગાળા દરમિયાન વિદેશ વસતા હોવાથી તેમને મુસદ્દા પર ફરી નજર કરવાની તક સાંપડી નથી. નહિ તો પુસ્તિકાનો રંગ ઈન્શા અલ્લાહ આથી કંઇક જુદો જ હોત. ખૈર, વર્ષો બાદ દારુલ ઉલૂમના

મુહતમિમ હઝરત મૌલાના ઇસ્માઈલ અહમદ સા. મનુબરી (દા.બ.)ના હુકમથી "પ્રકાશન વિભાગ" પોતાના સપૂતની આ કૃતિને પ્રગટ કરતાં અનહદ હર્ષ અનુભવે છે. દારુલ ઉલૂમ પરિવાર પોતાના ફરઝંદના આ મહામૂલી કારનામા પર ખુશી વ્યક્ત કરી અલ્લાહ તઆલાનો ઘણો જ શુક્ર અદા કરે છે અને દુઆ ગુઝારે છે કે અલ્લાહ તઆલા મવસૂફ લેખકની આ ભાવભીની સેવાને કબૂલ ફરમાવે, એના ફાયદાને આમ અને તામ કરે, એને કુટુંબી-જનોના છૂટકારાનું માધ્યમ બનાવે, આમીન યા રબ્બલ આલમીન !

દુઆનો અભિલાષી,

૨૨, ઝૂલ્કઅદહ–૧૪૦૩ — **હસન ભડકોદ્રવી**

૧, સપ્ટે.–૧૯૮૩ — પ્રકાશન વિભાગ

જુમે'રાત — દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ



# વ્યાજનો ઈસ્લામી દૃષ્ટિકોણ

## માનવ–પ્રકૃતિની રચના

કોઇ પણ કાર્ય કરવા પૂર્વે પ્રત્યેક માનવીના હૃદયમાં આ પ્રશ્ન ઉદ્ભવે છે કે આ કાર્ય કરવામાં મને શું લાભ છે ? અને એના ત્યાગમાં શું નુકસાન છે ? આવો પ્રશ્ન કેમ ઉપસ્થિત થાય છે ? કારણ કે, માનવ–પ્રકૃતિ જ દરેક વ્યક્તિને સલાહ આપે છે કે, પ્રત્યેક કાર્યના સ્વીકાર અને અસ્વીકારમાં તેમાં રહેલા લાભો અને નુકસાનોને નજર સમક્ષ રાખવામાં આવે. ખરેખર, માનવ–પ્રકૃતિની આ સલાહ અને મશ્વેરો આવકારદાયક છે, પણ માનવ-પ્રકૃતિની આ સલાહ–સૂચનની સમજ બાબત માનવોમાં મતભેદ પ્રવર્તે છે.

કેટલીક વ્યક્તિઓ કાર્યના સ્વીકાર અને અસ્વીકાર માટે દુન્યવી ક્ષણિક, મર્યાદિત અને વ્યક્તિગત લાભો

તથા નુકસાનોને માપદંડ બનાવે છે. એવી વ્યક્તિઓને વાસ્તવમાં સ્વાર્થી, ધન-પૂજારી અને સમાજ-શત્રુની ઉપમા આપવામાં આવે તો અસ્થાને નથી. જ્યારે અમુક વ્યક્તિઓની નજર લૌકિક, મર્યાદિત લાભો કે નુકસાનો પર નહિ, બલકે કાર્યના અંતિમ પરિણામો (આખિરત) પર હોય છે. તે દુનિયાના ક્ષણભંગુર લાભ કે નુકસાનને લાભ અને નુકસાન સમજતી નથી. તેમ જ થોડા લાભની લાલચે મહાભોગને આધીન થતી નથી.

ઉપરોક્ત બન્ને ગૃપોમાં આકાશ અને પાતાળનો ફર્ક છે. એકની દૃષ્ટિ બેવફા, વિનાશકારક દુનિયા પર છે, તો બીજાની અવિનાશી, અંતિમ જગત (આખિરત) પર. એકની નજરમાં દુન્યવી હિતો અને અહિતો મહત્ત્વ ધરાવે છે તો બીજાની નજરમાં આખિરતના લાભો અને નુકસાનો.

એક વખતે એ લોકવાયકા પણ પ્રચલિત હતી કે, ઉત્તમ ખેતી, નફ્ફટ નોકરી, મધ્યમ વેપાર, જ્યારે આજે ખેતી ફજેતી, નોકરી નાગી જેવી લોકવાણી સાંભળવા મળે છે. અવિશ્વસનીય દુનિયા અને દુનિયાની દરેક વસ્તુઓ કાયમી અને સ્થિર માયા નથી. જુઓ, દુનિયાની ધન-સંપત્તિ, કિર્તી, ખ્યાતિ, વિપત્તિ જેવી અન્ય ચીજોની પણ એ હાલત છે કે આજે છે, કાલે નથી. અગ્રેસરોને જેલના સળીયા પકડાવી ફાંસીના માંચડે ચઢાવવાની

ઘટનાઓ, મહાધિકારીઓને ખુરસી પરથી ઊંચકીને ફેંકી આપવાના બનાવો, કર્મચારીઓને સસ્પેન્ડ કરવાના અનેક દૃષ્ટાંતો ડગલે ને પગલે શું બોધ આપે છે ? એ જ કે ક્ષણિક અને સીમિત નફો–નુકસાન ઈલાહી આદેશોના સ્વીકાર અને ત્યાગ માટે માપદંડ નથી. તે છતાં ધન-લોભી, સમાજશત્રુ તત્ત્વો પોતાનાં સ્વાર્થ, અંગત લાભ અને મનેચ્છાઓના સંતોષાર્થે સામાજિક, સાંસારિક, સામુહિક નફા–નુકસાનોથી આંખો બંધ કરી લે છે. સંસાર તથા સમાજના હિતને પણ ધ્યાનમાં લેતા નથી. પરિણામે સાંસારિક દુઃખો, વ્યાવહારિક અગવડો, દુષ્કાર્યો અને અનેક પ્રકારનાં પાપો તથા સંતાપો જન્મે છે અને પ્રતિદિન વાતાવરણ ગંદું થતું જાય છે.

અમુક નિઃસ્વાર્થ, સમાજ–સેવક વ્યક્તિઓ સમાજના કલ્યાણ અને સંસારના હિતને અનુલક્ષી સત્કાર્યોમાં પરોવાયેલી રહે છે. આ વ્યક્તિઓ સર્જનહારની પ્રસન્નતાને ખાલિક અને તેની મખ્લૂકની સેવામાં જ ઢૂંઢે છે અને જો અલ્લાહની મરજી વિરુદ્ધ કાર્યોમાં તેમને આંતરરાષ્ટ્રિય માનપાન, કીર્તિ, ખ્યાતિ અને લાભ મળતાં હોય તો પણ તે વક્તી (ક્ષણિક) સ્વાગત અને સન્માનને આવકારતી નથી, જતાં કરે છે. ખરે જ, ધન્ય અને અભિનંદનને પાત્ર છે આ વ્યક્તિઓ જે માનવ પ્રકૃતિની સલાહ–સૂચનનું સાચું અર્થઘટન કરે છે અને આદર્શ

જીવનને સ્થાપિત કરવા સ્વાર્થ અને મનેચ્છાઓનું મહા બલિદાન આપે છે.

ઈસ્લામ પણ પોતાના અનુયાયીઓને આ પ્રમાણે જ સલાહ-સૂચન કરે છે. ઇસ્લામ ધર્મ માનવ-પ્રકૃતિનો અનુવાદક યા પ્રવક્તા છે, કારણ કે ઈસ્લામનો સ્થાપક ન માત્ર માનવ-પ્રકૃતિનો માહિતગાર, બલકે તેનો સર્જનહાર પણ છે. એથી જ ઈસ્લામનો એક પણ આદેશ માનવ-પ્રકૃતિથી વિરોધાભાસ ધરાવતો નથી. ઈસ્લામના આદર્શો અને આદેશો માનવ-પ્રકૃતિ અને આદર્શ સંસ્કૃતિથી જ સંકળાયેલાં છે. "ફિત્રત-તલ્લાહિલ્લતી ફ-તરન્નાસ અલયહા : આ અલ્લાહ તઆલાની તે ફિત્રત (પ્રકૃતિ) છે, જેના પર તેણે સર્વ લોકોને જન્મ આપ્યો છે." હદીસ શરીફમાં છે, "કુલ્લુ મવલૂદિન યૂલદુ અલલ ફિત્રતિ : પ્રત્યેક બાળક એક મુખ્ય પ્રકૃતિ પર જન્મે છે." આથી ફલિત થાય છે કે માનવ-પ્રકૃતિ એ ઈસ્લામી પ્રકૃતિ જ છે, પરંતુ આજુબાજુના વાતાવરણ અને સમાજ-સંસારથી બાળક પ્રભાવિત થઈ પોતાના આચાર-વિચાર બદલે છે અને ખરાબ સમાજ-સંસારના દબાણથી પ્રભાવિત થઈ વાસ્તવિક માનવ-પ્રકૃતિથી વંચિત રહે છે. સમાજ અને વાતાવરણથી પ્રભાવિત થવું એ સ્વાભાવિક બીના છે. "ખરબૂઝા ખરબૂઝેકો દેખકર રંગ પકળતા હે", "એક ગંદી કેરી પૂરા ટોપલાને ખરાબ કરે"-

"ખટાશનું એક ટીપું પૂરા દૂધને બગાડે" વગેરે ઉક્તિઓથી બાળકનું સમાજ અને વાતાવરણથી પ્રભાવિત થવું સ્પષ્ટ થાય છે. હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉપરોક્ત ફરમાનમાં આ વાતનો પણ ઉલ્લેખ છે કે, "વલાકિન અબ-વાહુ યુહવ્વિદાનિહિ અવ યુનસ્સિ-રાનિહિ : પરંતુ બાળકનાં માતા-પિતા તેને યહૂદી યા નસરાની બનાવી દે છે." માતા-પિતા સંસાર અને સમાજનું પહેલું પગથિયું છે, બાળકના ચોવીસે કલાક તેમની સાથે વીતે છે, તેમની ગોદ બાળકની પ્રાથમિક શાળા છે, જેથી તેમના આચાર-વિચારથી બાળક ઝડપભેર પ્રભાવિત થાય એ સ્વાભાવિક બાબત છે. એથી જ હદીસ શરીફમાં ખાસ માતા-પિતાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

પ્રત્યેક માણસ માટે એક શ્રેષ્ઠ અને ઉચ્ચ શિક્ષણ-ગ્રંથ તથા પ્રેકટીકલ શિક્ષકની જરૂર છે, જે બન્ને દ્વારા તે પોતાનાં જીવન અને સમાજને આદર્શ બનાવી શકે. અલ્લાહ તઆલાએ માનવ-પ્રકૃતિની આ જરૂરિયાતને અનુલક્ષી સર્વોપયોગી અને સર્વસ્પર્શી વિદ્યા-ગ્રંથ (કુર્આન) અને કુશળ, પ્રેકટીકલ શિક્ષક (હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વિશ્વવાસીઓ તરફ મોકલ્યા. ઇસ્લામનું આ સુદૃઢ (જામિઅ) બંધારણ અને ઇસ્લામી સંદેશવાહક (પયગમ્બર) ધનલોભી, સ્વાર્થી વ્યક્તિઓના

લક્ષબિંદુ વિરુદ્ધ દરેકને પ્રત્યેક કાળે અને કાજે ખાસ નીતિ અનુસરવા આજ્ઞા કરે છે. ઇસ્લામમાં નીતિને સ્થાન અને માન છે. ઈસ્લામ દરેક ચીજનું મૂલ્ય આખિરત અને સામાજિક, સામુહિક પરિણામોના આધારે આંકે છે, તે પોતાના અનુયાયીઓને નિઃસ્વાર્થી, પ્રામાણિક, સમાજ સેવક, સજ્જન અને મિલનસાર સહાયક બનવા હાકલ કરે છે. ઈસ્લામ પ્રત્યેક તે બાબત પર અંકુશ આદરે છે, જેમાં સામાજિક, સાંસારિક, સામૂહિક અને અલૌકિક નુકસાનો હોય છે. પછી ભલેને તેમાં વ્યક્તિગત નફો પણ કેમ ન હોય? આ મુદ્દા અનુસાર જ ઈસ્લામ વ્યાજુ વ્યવહાર પર અંકુશ મૂકે છે. ભલે, વ્યાજમાં વ્યક્તિગત મર્યાદિત લાભો છે; પરંતુ સામૂહિક ધોરણે વ્યાજુ લેવડ-દેવડમાં સામાજિક, વ્યાપારિક અને અલૌકિક ભયંકર પરિણામો છૂપાયેલાં છે. ઈસ્લામના આ અંકુશ બાબત સત્ય અને ઉચ્ચ પ્રકૃતિ ધરાવનાર વ્યક્તિઓના દિલોમાં સવાલો અને મૂઝવણો ઉદ્ભવવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. છતાં સ્વાભાવિકપણે ઉપસ્થિત થતાં પ્રશ્નોના ઉત્તરો અને આત્મસંતોષ માટે આ પુસ્તક વાંચક વર્ગની સેવામાં મૂકાયું છે.

કુર્આન અને હદીસના આદેશો, વ્યાજુ વ્યવહારથી જન્મ લેતી વ્યાવહારિક અગવડો, ધનપૂજારી વ્યાજખોરો તરફ સંકેલાતી જતી ધન-સંપત્તિની ઘટનાઓ અને

પાશ્ચ વિદ્વાનોના વિવરણો દ્વારા આ વાત સ્પષ્ટ થઈ જાય છે કે, વ્યાજ એ ધન-સંપત્તિની કમાણી માટે પ્રાકૃતિક માધ્યમ નથી. મહાન તત્ત્વજ્ઞાની એરિસ્ટોટલનું વ્યાજ બાબત બુદ્ધિમાન્ય વિવરણ છે :

"વ્યાજ કમાણીનું બિન પ્રાકૃતિક માધ્યમ છે, કારણ કે નાણું નાણાંને જન્મ આપી શકતું નથી."

વ્યાજના કારણે ધનમૂડીથી મૂડીવાદીઓનાં ખઝાના છલકાતા જાય છે. ગરીબી અને બેકારી વધતી જ જાય છે. ધનવાનો સમાજ-સેવા અને ગરીબોની સહાય કરવાના બદલે તકનો લાભ ઉઠાવે છે, જેથી ગરીબી અને બેકારીનું પ્રમાણ વધતું અને વધતું જ જાય છે. આ નાદારી અને બેકારીને અટકાવવાની આવશ્યક્તા ઊભી થઈ તો અમુક લોકોએ એક સરખા સુખી સમાજની સ્થાપના માટે ઝુંબેશ ચલાવી અને મર્યાદાથી વધુ માલ-મિલકત રાખવા પર પ્રતિબંધ મૂક્યો. આ સમુદાય 'સમાજવાદીઓ'થી ઓળખાય છે.

# સમાજવાદ અને ઈસ્લામ

ઉપરોક્ત સમાજવાદીઓએ સીમા-વર્તુળને ઓળંગી ગરીબો અને બેકારો પર થતા ત્રાસને નિવારવા માટે ધનવાનો પર અત્યાચારોનો વરસાદ વરસાવી મૂક્યો.

સમાજવાદ પોતાના અનુયાયીઓને બીજાઓથી નાહક ધન–સંપત્તિ છીનવી લેવાનો પાઠ આપે છે. જ્યારે મૂડી-વાદીઓ ધન–સંપત્તિની પૂજા કરવાનો અને ખઝાનાનો નાગ બની બેસી રહેવાનો કુદૃષ્ટિકોણ ધરાવે છે.

પણ ઈસ્લામનો કુશળ સમાજવાદ ભૌતિક સમાજ-વાદની માફક દરિદ્રતા નિવારણ માટે ધનવાનોથી નાહક માલ–મિલકત છીનવી લેવાની રજા આપતો નથી. ઉપરાંત, મૂડીવાદીઓની જેમ ધનલોભ, લાલચ અને સ્વાર્થ જેવાં દુર્ગુણો અપનાવવાની પણ છૂટ આપતો નથી, બલકે ઈસ્લામ સુખમય અને શાંતિપૂર્ણ વાતાવરણ સ્થાપવા એક સત્ય, સરળ અને સફળ માર્ગ ચીંધે છે. ઈસ્લામી સમાજવાદ નાદારી અને બેકારીની નાબૂદી માટે ગરીબ અને ધનવાન બન્ને વર્ગને અનુક્રમે દમનનીતિને તિલાંજલી આપવા અને દયા, દાન તથા સાથ–સહકારની ભાવના કેળવવાનો આદેશ આપે છે. સવિશેષ માલદારો પર ટેક્ષરૂપે ઝકાત અને સદકએ ફિત્ર જરૂરી ઠેરવે છે. સ્વાર્થ, લાલચ અને લાંચ–રુશવતને કૂતરા, બિલાડી, સમડી અને સકરાની કુટેવો ગણાવી તેનાથી વેગળા રહેવાની હાકલ કરે છે. મજકૂર કુટેવો ધરાવતી ધનલોભી વ્યક્તિઓને સ્વાર્થી અને લાલચી પ્રાણીઓથી પણ વધુ હલકટ અને તુચ્છ સમજવામાં આવે તો અસ્થાને નથી, કારણ કે ઉપરોક્ત પ્રાણીઓ પેટભરી સંગ્રહ કરવાની ભાવના અને

વૃત્તિ દાખવતાં નથી. બસ, ભૂખ પૂરતું ખાઈને બીજા પ્રાણીઓ માટે દાન કરી ચાલતી પકડે છે. જ્યારે સ્વાર્થી વ્યક્તિઓ મધમાખી બની પ્રજાની ધન-સંપત્તિ તરફ મીટ માંડી ગણ ગણ કર્યા કરે છે. પછી દયા-દાનની ભાવના કેળવવાની તો વાત જ ક્યાં રહી ? !

સમાજસેવક ઈસ્લામ ગંજીના કૂતરા સમાન આવા ધન પૂજારીઓને ભયંકર પરિણામો કિંવા ભેગા કરેલા ધન દ્વારા ડામ દેવા તથા નાગની શકલે ડંખાવવાની ધમકીઓ આપે છે અને ગરીબોની સહાય કરવાનો આદેશ આપે છે. આ બીના હેઠળ ગરીબો પારકી આશાએ બેકાર બેસી રહે, એ સંભવિત અને સ્વાભાવિક છે, જેથી માનવ પ્રકૃતિનો માહિતગાર ઈસ્લામ જલદી ગરીબોની ખબર લે છે અને ગરીબો તથા બેકારોને સ્વજાતે મહેનત, મજૂરી તથા કોઇપણ કામ ધંધા દ્વારા હલાલ કમાણીની રોઝી રળવાનો આગ્રહ કરે છે અને પારકી આશાએ બેકાર બેસી રહેવાની નીતિને વગોવે છે. ચોરી, લૂંટફાટ અને ભિક્ષાથી પેટ ભરવાને ઈસ્લામ અનુચિત, ગેર વ્યાજબી અને અપમાનજનક લેખે છે. બીજી બાજુ મિલ માલિકો, એગ્રીકલ્ચરો, અધિકારીઓ અને અગ્રેસરોને મજૂરો, કર્મચારીઓ અને નોકરિયાત વર્ગની લાયકાત, સમય, સર્વિસ મહેનત, ખંત અને પ્રામાણિકતા વગેરેને નજર સમક્ષ રાખી તેમનું પગારધોરણ અને મજૂરી નક્કી

કરવાની અપીલ કરે છે અને તેમનો પસીનો સૂકાતાં પહેલાં જ મજૂરી ચૂકવી આપવાનો આદેશ આપે છે. ઇસ્લામનો આશય ગરીબી અને બેકારી દૂર કરવા તથા પ્રજાને સુખી કરવા સિવાય અન્ય કોઇ જ નથી. આ છે સમાજ સેવક ઇસ્લામના સર્વોચ્ચ અને સર્વોપરી સિદ્ધાંતો, જેમાં પ્રત્યેક વર્ગના પોઝીશન અને કાર્ય—શક્તિનો સંપૂર્ણ ખ્યાલ રાખવામાં આવ્યો છે.

ઈસ્લામ ચેલેન્જ આપે છે કે આ ઉપદેશોને જે વર્ગ, જગતના જે ખૂણામાં અપનાવશે, સુખ, શાંતિ અને સફળતા તેમના કદમોમાં આળોટશે અને જો આ નિયમોને તિલાંજલી આપવામાં આવશે તો હડતાળો, રોટી રમખાણો અને ભયાનક દુર્ઘટનાઓ સર્જાશે. આદિકાળમાં હડતાળો અને રમખાણોનું એક પણ ઉદાહરણ તમને જોવા મળશે નહિ, જેનું મુખ્ય કારણ અને મર્મ આ જ છે કે તેઓ કારોબારીની પ્રત્યેક દિશામાં આ દિવ્ય સંદેશોને આવકારતા અને અપનાવતા હતા.

# સમાજવાદ અને ઈસ્લામ વચ્ચે તફાવત

પાંચ એપ્રિલ ૧૯૭૯માં હઝરત મવલાના કારી મુહંમદ તય્યિબ સા. (રહ.) મદ્રસા ફલાહે દારૈન—તડકેશ્વરમાં અતિથિ વિશેષ તરીકે તશરીફ લાવ્યા હતા.

અસરની નમાઝ બાદ ઉલમાએ કિરામ અને મહેમાનોની ભરચક હાજરીમાં આપને એક પ્રશ્ન આ પણ પૂછાયો હતો કે, "સમાજવાદ અને ઈસ્લામ વચ્ચે શું તફાવત છે ?" હઝરત હકીમુલ ઈસ્લામ (રહ.)એ અતિ સંક્ષિપ્ત પણ સુંદર જવાબ આપતાં ફરમાવ્યું કે, "ઈસ્લામ અને સમાજવાદ દરમિયાન બુનિયાદી ફર્ક બસ એટલો જ છે કે સમાજવાદ નિફાક અને લોભ–લાલચ પર આધારિત છે, જ્યારે ઈસ્લામનો આધાર–સ્તંભ ઈખ્લાસ, સબ્ર અને કનાઅત છે."

ખરેખર; સમાજવાદીઓનું ધ્યેય પ્રજાને સુખી અને સમાજની સેવા કરવાનું નથી; બલકે ગરીબી અને બેકારી નિવારણ તથા સર્વેને આર્થિક અને ભૌતિક રીતે એક લાઈનમાં લાવવાના પર્દા પાછળ એક જ સરખા આદર્શ જીવનની સ્થાપનાની આડમાં ઈસ્લામને નાબૂદ કરવાની ઝુંબેશ ચલાવવાનું અને મૂડીવાદીઓની માલ–મિલકત તથા વર્ચસ્વને છીનવી લઇ પોતાના સ્વાર્થને સિદ્ધ કરવા પ્રજાને હથિયાર બનાવવાનું છે. સમાજવાદ આવા ષડયંત્રો દ્વારા ઈસ્લામ જેવા સમાજસેવક ધર્મના પ્રચાર અને પ્રસારમાં અવરોધો ઊભા કરવા આવી વ્યવસ્થિત અને ગંદી ચળવળ ચલાવે છે, પણ એનાથી ઈસ્લામને કંઈ જ આંચ આવશે નહિ, ઈન્શા અલ્લાહ.

સારાંશ કે ઈસ્લામ સત્ય, સરળ અને સમાજ–સેવક ધર્મ છે. તેના પ્રત્યેક આદેશનો વાસ્તવિક આશય સમાજ–સેવા, સુખ–શાંતિની સ્થાપના અને સર્જનહારની પ્રસન્નતા સિવાય અન્ય કોઈ નથી. પાછલાં પાનામાં આપણે ઈસ્લામના સર્વસ્પર્શી બંધારણ અને આદર્શોનો ટૂંક પરિચય મેળવી ચૂકયા તો હવે ચાલો, આવા પ્રામાણિક, સમાજસેવક ધર્મના આંગણે હાજર થઈએ અને કૂદકે ને ભૂસકે વધતી જતી ગરીબી અને બેકારીના નિવારણ માટે તેનાથી માર્ગદર્શન મેળવીએ.

ઈસ્લામ કહે છે કે નાદારી અને બેકારીના મુખ્ય કારણો પૈકી વ્યાજ છે. વ્યાજના કારણે જ અપરંપાર વિટંબણાઓ અને મુશ્કેલીઓ ઊભી થાય છે, જેથી કુર્આન અને હદીસની રોશનીમાં આપણે વ્યાજથી જન્મતા ભયંકર પરિણામો, દૂષણો અને દુર્ગુણોથી વાકેફ થઈ, તેનાથી બચવા–બચાવવાની પ્રતિજ્ઞા લઈએ.

# વ્યાજની ભયંકરતા કુર્આનની રોશનીમાં

મુફસ્સિરે કુર્આન હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.)એ પોતાની લોકપ્રિય અને જગવિખ્યાત તફસીર અને પોતાના અનેક પુસ્તકોમાં વ્યાજ વિષેના ઈસ્લામી મંતવ્યો તથા વ્યાજની ભયાનકતા દર્શાવતા

નબવી આદેશો રજૂ કર્યાં છે. આપે પોતાની પુસ્તિકા "મસ્અલએ સૂદ"માં વ્યાજના હરામ હોવા બાબત કુર્આન શરીફની આઠ આયતોનો ઉલ્લેખ કર્યો છે, જે પૈકી સાત આયતો વ્યાજને સ્પષ્ટ શબ્દોમાં હરામ ઠેરવે છે, કારણ કે તે સાત આયતો વ્યાજ સંબંધી જ ઉતારવામાં આવી છે. જ્યારે કે આઠમી આયત (સૂ. રૂમ–૩૯) વિષે કુર્આનના મુફસ્સિરોનું મંતવ્ય છે કે તે કેવળ વ્યાજ વિષે જ નથી, બલકે વ્યાજની બાંહેધરી વગર કોઈને કંઈ રકમ કર્જ પેટે એ આશાએ અને નિય્યતે આપવી કે તે વ્યક્તિ સ્વેચ્છાએ મૂળ રકમથી કંઈક વધુ મને પરત કરશે, તે એક (આઠમી) આયતમાં આ બાબતનું વર્ણન છે.

કુર્આન શરીફની વ્યાજ વિષેની સર્વ આયતો અને બધી જ હદીસો રજુ કરવાની ન મારી નેમ છે અને ન એમ કરવા હું શક્તિમાન છું. વિષયાનુસાર કુર્આન મજીદની એક–બે આયતો પેશ કરીશ, જેથી વાંચકો વ્યાજુ વ્યવહારની ગુનાહિત ભયાનક્તા અને તેના ભયંકર પરિણામોથી વાકેફ અને માહિતગાર થઇ જાય.

અલ્લાહ તબારક વ તઆલાનો પાક ઈર્શાદ છે :

'હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જો તમે ઈમાન ધરાવતા હોવ તો વ્યાજની રકમ બાકી હોય તેને છોડી આપો અને જો તમે (અલ્લાહ

તઆલાના આ આદેશને) અમલમાં મૂકવા ચાહતા ન હોવ તો અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફથી લડાઇનું ચેલેન્જ સાંભળી લો, અને જો તમે (પોતાના આગલા વ્યાજુ વ્યવહારથી) તૌબા કરી લો તો તમારી મુદ્દલ રકમના તમે જ માલિક છો. (આ નિયમ પછી) ન તમે કોઇનું નુકસાન કરવા પામશો અને ન કોઇ તમને નુકસાન પહોંચાડવા પામશે.”

(સૂ. બકરહ—૨૭૮ થી ૨૭૯)

ઉપરોક્ત બન્ને આયતોનો શાને નુઝૂલ (આયત ઉતરવાનું મૂળ કારણ) આ છે કે ‘બનૂ સકીફ’ નામી કુટુંબ જે વ્યાજુ વ્યવહારમાં પ્રખ્યાત હતું અને જેણે કુફ્રની હાલતમાં વ્યાજ હરામ હોવાના આદેશ વિરુદ્ધ “ઈન્નમલ બયઉ મિસ્લુર્રિબા : બેશક વેપાર વ્યાજ માફક જ છે”નો નાદ ગુંજતો કર્યો હતો, આ કુટુંબે સન હિજરી નવમાં ઈસ્લામ સ્વીકાર્યો હતો. તેનું હરીફ કુટુંબ ‘બનૂ મુગયરહ’ પણ ઈસ્લામના વર્તુળમાં પ્રવેશી ચૂક્યું હતું. ઈસ્લામ સ્વીકાર પછી વ્યાજુ વ્યવહાર તો દરેકે છોડી દીધો હતો, પરંતુ ઈસ્લામ સ્વીકાર પહેલાંની બનૂ સકીફની વ્યાજની થોડી રકમ બનૂ મુગયરહના શિરે નીકળતી હતી. ઈસ્લામ અંગીકાર પછી પણ તેમણે બનૂ મુગયરહથી પોતાની બાકી પડતી વ્યાજની રકમની માંગણી કરી. તેમણે ઈનકાર કર્યો તો મક્કાના અમીર મારફત આ

સમાચાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પહોંચ્યા.

મહૂંમ મુફ્તી સાહેબે મજકૂર આયતોના શાને નુઝૂલ વિષે ઉપરોક્ત બનાવના ઉલ્લેખ સાથે દુર્રે મન્સૂરના હવાલાથી આ બનાવનો પણ ઉલ્લેખ કર્યો છે કે હઝરત ખાલિદ (રદ્દિ.) અને હઝરત અબ્બાસ (રદ્દિ.)ના ભાગીદારી કારોબારની જંગી રકમ બનૂ સકીફ પાસે નીકળતી હતી. એ જ પ્રમાણે હઝરત ઉસ્માન (રદ્દિ.)ની પણ કંઈક રકમ બીજા પાસે નીકળતી હતી. કુફ્ર વેળાની બાકી રહેલ વ્યાજુ રકમની પરસ્પર માંગણીઓ થઇ તો ઉપરોક્ત બન્ને આયતો નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઉતારવામાં આવી, જેનો સાર આ છે કે વ્યાજ હરામ હોવાનો આદેશ આવી ગયા પછી વ્યાજની બાકી પડતી રકમની લેવડ-દેવડ પણ જાઇઝ નથી. હા, વ્યાજની હુર્મતનો હુકમ આવતાં પહેલાં જે વ્યાજુ લેવડ-દેવડ થઇ હતી અને વ્યાજ વડે જે માલ-મિલકત અને નાણાં પ્રાપ્ત થયાં હતાં, તે જાઇઝ લેખાશે અને જે રકમની વસૂલાત અત્યાર સુધી (હુર્મતનો આદેશ ઊતર્યા સુધી) બાકી છે, તેની વસૂલાત હવે પછી જાઇઝ અને હલાલ નથી તમામ સહાબએ કિરામ (રદ્દિ.)એ આ કુર્આની હુકમ સાંભળી પોતાની સઘળી માંગણીઓ પાછી ખેંચી લીધી.

# ઐતિહાસિક સંબોધન

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વ્યાજની ભયાનકતા અને તેનાથી જન્મતા ફિત્નાઓને નજર સમક્ષ રાખી 'હજજતુલ વદાઅ'ના પોતાના ઐતિહાસિક ખુત્બામાં સહાબએ કિરામ (રદિ.)ની દોઢ લાખ જેટલી જંગી મેદનીને સંબોધતાં અમુક મહત્ત્વંત બાબતોનો ઉલ્લેખ કરી ઈર્શાદ ફરમાવ્યો;

"ધ્યાનપૂર્વક સાંભળી લો કે, જહાલત યુગના તમામ રિવાજો મારા પગો નીચે કચડી નાંખવામાં આવ્યાં-નાબૂદ કરી દેવામાં આવ્યાં અને જહાલત કાળમાં પરસ્પર થયેલ ખૂન અને હત્યાનો બદલો લેવા પર અંકૂશ મૂકવામાં આવ્યો અને સર્વ પ્રથમ અમે પોતે જ આ આદેશપાલનમાં અમારા અંગત સગા રબીઆ ઈબ્ને હારિસના ખૂનનો બદલો ન લેવાની જાહેરાત કરીએ છીએ, જે બનૂ સઅદના કબીલામાં દૂધ પીવા માટે સંપાયા હતા અને હુઝૈલે તેમની હત્યા કરી હતી. એ જ પ્રમાણે જહાલત યુગનું વ્યાજ પણ માફ કરી દેવામાં આવ્યું અને સૌથી પ્રથમ વ્યાજ, જે માફ કરી દેવાયું તે (અમારા કાકા) હઝરત અબ્બાસ (રદિ.)નું છે કે (જંગી રકમ હોવા છતાં) બધી જ રકમ માફ કરી દેવામાં આવી."



ઉપરોક્ત બન્ને આયતોમાંથી પ્રથમ આયતને "યા અય્યુહલ્લઝીન આમનુત્તકુલ્લાહ"થી શરૂ કરવામાં આવી છે, જેમાં અલ્લાહ તઆલાનો ડર અને ખૌફનો હવાલો આપી આગળ આવનાર (વ્યાજના) હુકમને સરળ બનાવવાની યુક્તિ કરવામાં આવી છે, કારણ કે અલ્લાહ તઆલા અને આખિરતનો ડર જ એક માત્ર એવો ઈલાજ છે, જેનાથી સર્વ મુશ્કેલીઓ આસાન થઈ જાય છે અને બધી કડવાશો મીઠાશમાં ફેરવાઈ જાય છે...... એ પછી ઇર્શાદ ફરમાવ્યો કે "ઈન કુન્તુમ મુઅમિનીન : જો તમે મુઅમિન હોવ"– એમાં એ વાત તરફ સંકેત કરી દીધો કે વ્યાજની પાછલી રકમને વસૂલ કરવી પણ એક મુસલમાન માટે શોભાસ્પદ નથી.

તે પછી બીજી આયતમાં આ આદેશનું ઉલ્લંઘન કરનારાઓને સખત ધમકી આપવામાં આવી છે, જેનો ભાવાર્થ આ છે કે જો તમે વ્યાજનો ત્યાગ કરશો નહિ તો અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફથી લડાઈનું ચેલેન્જ સાંભળી લો અને આ સખત ધમકી એવી છે કે કુફ્ર અને શિર્કના ગુનાહ સિવાય બીજા કોઈ પણ મોટાથી મોટા ગુનાહ ઉપર પણ આ પ્રકારની સખત ધમકી કુર્આન અને હદીસમાં આવી નથી. એનાથી વ્યાજખોરીના ગુનાહની સંગીનતા અને ભયંકરતા સ્પષ્ટ થાય છે.

આ આયતના અંતમાં ઈર્શાદ છે : "ઈન તુબ્તુમ ફ-લકુમ રુઊસુ અમવાલિકુમ લા તઝ્‌લિમૂન વલા તુઝ્‌લમૂન: જો તમે વ્યાજથી તૌબા કરી લો અને ભવિષ્ય માટે પણ વ્યાજની બાકી પડતી રકમ છોડી દેવાનો દૃઢ સંકલ્પ કરી લો તો તમને તમારી મુદ્દલ રકમ મળી જશે. ન તમે મુદ્દલ રકમથી વધુ વસૂલ કરી કોઈના ઉપર ઝુલ્મ કરી શકશો અને ન કોઈ બીજો માણસ મુદ્દલ રકમમાં ઘટાડો કે આનાકાની કરી તમારા ઉપર ઝુલ્મ કરી શકશે."

મજકૂર આયતમાં મુદ્દલ રકમથી વધુ રકમ અર્થાત્ વ્યાજ લેવાને ઝુલ્મ ઠેરવી વ્યાજના હરામ હોવાની ઈલ્લત (મૂળભૂત કારણ) તરફ સંકેત કરી દીધો કે કોઈને કર્ઝ આપી તેના પર નફો લેવો ઝુલ્મ છે. જો વ્યક્તિગત વ્યાજ હશે તો ખાસ એક ગરીબ પર ઝુલ્મ કર્યો કહેવાશે અને વેપારી ધોરણે વ્યાજની લેવડ દેવડ થઈ હશે તો સમગ્ર જનતા અને મિલ્લત પર ઝુલ્મ કર્યો લેખાશે.

## બોધદાયક ઘટના

એક વેળા એક માણસ હઝરત ઈમામ માલિક ઈબ્ને અનસ (રહ.)ની સેવામાં હાજર થયો અને અરજ કરી કે, હે અબૂ અબ્દુલ્લાહ ! (ઇમામ માલિકનું ઉપનામ) મેં એક શરાબી માણસને જોયો, જે દારૂના નશામાં

ચકચૂર હતો, જે બેભાનીમાં ચંદ્રને પકડવાનો નિષ્ફળ પ્રયાસ કરી રહ્યો હતો. મેં આ ગાંડપણ નિહાળીને કહ્યું કે, જો દારૂથી પણ ભૂંડી અને ખરાબ બીજી કોઈ વસ્તુ માનવીનો કોળિયો બની શકતી હોય તો મારી પત્નીને તલાક છે.

ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે હમણા તો તમે ચાલ્યા જાઓ, તમારા બનાવ વિષે હું સંપૂર્ણ વિચારીને જવાબ આપીશ. તે પાછો ફર્યો. ત્યાર બાદ ફરીવાર સેવામાં હાજર થયો તો ઈમામ માલિક (રહ.)એ એ જ જવાબ આપ્યો. તે માણસ ત્રીજીવાર સેવામાં હાજર થયો તો ઈમામ માલિક (રહ.)એ જવાબ આપ્યો કે, તમારી પત્નીને તલાક થઈ ગઈ, કારણ કે મેં કુર્આન અને હદીસનો ગહન અભ્યાસ કર્યો તો કોઈ પણ વસ્તુ વ્યાજથી વધુ ભૂંડી અને ખરાબ મારી નજરે પડી નથી, કારણ અલ્લાહ તઆલાએ કુર્આન શરીફમાં વ્યાજખોરોને લડાઈનું ચેલેન્જ આપ્યું છે. ફઅ્‌ઝનૂ બિહર્‌બિમ મિનલ્લાહિ વ રસૂલિહિ. (અરિંબા–૬૧)

## વ્યાજની ભયંકરતા અહાદીસની રોશનીમાં

મુફસ્સિરે કુર્આન મર્હૂમ હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સા. કૃત "મસ્અલએ સૂદ"માં વ્યાજ વિષેની

ચાલીસ અહાદીસનું વર્ણન છે, પરંતુ સ્થાન–સંકોચના કારણે એમાંથી થોડીક હદીસો નીચે ટાંકું છું :

(૧) હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ (રદ્દિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, મેં આજે રાતે સ્વપ્નમાં જોયું કે બે માણસો મારી પાસે આવ્યા અને મને એક પવિત્ર સ્થળે લઈ ગયા, અહિંયા સુધી કે અમે લોહીની એક નહેર પર પહોંચ્યા. એની વચ્ચે એક માણસ ઊભો હતો અને નદીના કિનારે બીજો એક માણસ હતો, જેની સામે ઘણાં પથ્થર પડેલાં હતાં. નદીમાં ઊભેલો માણસ કિનારા તરફ આવે છે અને જ્યારે તે નદી બહાર નીકળવાનો પ્રયાસ કરે છે, તો નદીના તીરે ઊભેલો માણસ તેના મોઢા પર એટલા જોરથી પથ્થર મારે છે કે તે પાછો પોતાની જગ્યાએ જઈ પહોંચે છે. જ્યારે જ્યારે પણ એ બહાર નીકળવાનો પ્રયાસ કરે છે તો કિનારે ઊભેલો માણસ તેને એ જ પ્રમાણે પથ્થર મારી મારીને તેની અસલી જગ્યાએ પહોંચાડી દે છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું કે તે કોણ માણસ હતો, જેને મેં નદીમાં જોયો ? જવાબ મળયો, વ્યાજખોર. (બુખારી શરીફ)

(૨) હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વ્યાજ લેનાર અને વ્યાજ દેનાર બન્ને પર લા'નત ફરમાવી છે. (મુસ્લિમ, અબૂ દાઊદ, તિરમિઝી).... જ્યારે બીજી એક રિવાયતમાં એની સાથે વ્યાજની ગવાહી આપનાર અને વ્યાજનું હિસાબી કામ કરનાર ઉપર પણ લા'નત ફરમાવી છે.

(૩) હઝરત અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત છે, એમણે ફરમાવ્યું કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ કહેતાં સાંભળ્યા છે કે જે કૌમમાં વ્યાજની વબા વ્યાપી જાય–સામાન્ય થઇ જાય તો બેશક તે કૌમ દુકાળગ્રસ્ત થઈ જાય છે અને જે કૌમમાં લાંચ–રુશવત ફેલાઈ જાય તે કૌમ બુઝદિલ બની જાય છે.

(૪) હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; મેઅરાજની રાતે સાતમા આકાશ પર પહોંચીને જ્યારે મેં ઉપર નજર ઉઠાવી તો મેં ગાજવીજ અને કડાકા સાંભળ્યા, પછી ફરમાવ્યું કે હું એક એવી કૌમ પાસેથી પસાર થયો, જેમના પેટ મકાનો પેઠે (મોટાં મોટાં) હતાં.

એમાં સાંપ ભરેલાં હતાં, જે બહારથી દેખાતાં હતાં. મેં જિબ્રઈલ (અલૈ.)ને પૂછયું કે આ કોણ લોકો છે ? જિબ્રઈલ (અલૈ.)એ ઉત્તર આપ્યો કે, આ વ્યાજખોરો છે.

(૫) ઈસ્બહાનીએ હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત કરી છે કે, હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મેઅરાજની રાતે આસમાની જગત પર એવા લોકોને જોયા, જેમના પેટ કોઠીઓ માફક ફુલેલાં હતાં અને ઝુકેલાં હતાં. ફિરઔનીઓના માર્ગમાં તે લોકોને ઉપરાછાપરી એકબીજા પર નાંખી દેવાયા હતા. ફિરઔનીઓને સવાર–સાંજ જ્યારે જહન્નમ સમક્ષ હાજર કરવામાં આવે છે તો તેઓ આ લોકોના ઉપરથી એમને રગદોળીને પસાર થાય છે. આ લોકો એવી દુઆ કરતા રહે છે કે હે અલ્લાહ તઆલા ! કિયામત કદાપી કાયમ કરશો નહિ (કારણ કે તેઓ જાણે છે કે આપણે કિયામતના દિવસે જહન્નમમાં જવાનું થશે.) રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે મેં જિબ્રઈલ (અલૈ.)ને પૂછયું કે આ કોણ લોકો છે ? તેમણે કહ્યું કે આ આપની ઉમ્મતના વ્યાજખોરો છે, જેઓ એવી રીતે ઊભા

થશે, જેવી રીતે એવો માણસ ઊભો થાય છે જેને શયતાન વળગી પડી પાગલ બનાવી દે છે.

(૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; જે માણસ વ્યાજ દ્વારા વધુ માલ એકત્ર કરશે તો પરિણામે એમાં ઘટાડો જ થશે.

(ઈબ્ને માજહ)

(૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું; જે માણસે કોઈ ઝાલિમની હક વિરુદ્ધ હિમાયત કરી કે જેથી હકદારોનો હક બરબાદ કરે તો અલ્લાહ તઆલા અને એના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે માણસની ઝિમ્મેદારીથી મુક્ત છે અને જે માણસ વ્યાજનો એક દિરહમ પણ ખાશે તો તેનું આ કાર્ય તેત્રીસ વખતના ઝિના (વ્યભિચાર) કરવા બરાબર છે અને જે માણસનો ગોશ્ત હરામ માલથી પેદા થયો હોય તો તે દોઝખને જ પાત્ર છે.

(તબરાની, બયહકી)

(૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.)એ ફરમાવ્યું, વ્યાજના બોત્તેર ગુનાહ છે, તેમાં સૌથી નાનો ગુનાહ

તે માણસના ગુનાહ બરાબર છે, જે ઈસ્લામની હાલતમાં પોતાની મા સાથે ઝિના કરે.

ઉપરોક્ત અહાદીસથી વ્યાજની ગુનાહિત ભયંકરતા અને સંગીનતા સ્પષ્ટ થાય છે. વ્યાજ-ખોરો કુર્આન અને હદીસના મજકૂર ફરમાનોને નજર સમક્ષ રાખી વિચારવાની અને તેનાથી અળગા રહેવાની તસદી લેશે ખરા ? ? ? !

# વ્યાજનો સંક્ષિપ્ત ઈતિહાસ

'અરિબા' નામી પુસ્તકમાં મોહતરમ ઉસ્તાદ મુહંમદ અલબન્નાનું નીચે લખેલું મંતવ્ય ટાંકવામાં આવ્યું છે :

'યૂનાનીઓના પૂર્વજોમાં વ્યાજની પ્રથા પ્રચલિત હતી. તેઓ વ્યાજપેટે મુદ્દલથી વધુ રકમ વસૂલ કરવા ઉપરાંત કર્ઝ લેનારને પણ ગુલામ તરીકે વાપરતા હતા અને આ જ પ્રથા ઈલાહી ગ્રંથોના આગમન સુધી ચાલુ હતી. 'તવરાતે' સ્પષ્ટ શબ્દોમાં આદેશ આપ્યો કે, "વ્યાજ હરામ છે. પોતાના ભાઈને કર્ઝ આપી તેનાથી લાભ મેળવવાની વૃત્તિ ન કેળવો." આ જ પ્રમાણેનો આદેશ બીજા આકાશી ગ્રંથ 'ઈન્જીલે' પણ આપ્યો.

ઈન્જીલે તો એટલે સુધી કહ્યું કે, "જે વ્યક્તિ વ્યાજખોર સાબિત થાય તે દફનવિધિને પણ લાયક નથી." યહૂદીઓ અને ઇસાઈઓએ આ સ્પષ્ટ આદેશોનું ઉલ્લંઘન કર્યું. પરિણામે તેઓ અલ્લાહ તઆલાના ગજબ (ક્રોધ) અને ઝિલ્લત (અપમાન)ના શિકાર થયા. કુર્આન શરીફમાં છે; "વ અખ્ઝિહિમુરિંબા વ કદ્ નૂહૂ અન્હૂ : તેઓને વ્યાજથી અળગા રહેવાનો આદેશ આપવામાં આવ્યો હતો, છતાં તેઓ વ્યાજખોર બની રહ્યા."

આ પ્રથાએ ધીરે ધીરે અરબ જગતમાં પગપેસારો કર્યો અને આરબો પણ યહૂદીઓ અને ઈસાઈઓ માફક વ્યાજની માયાજાળમાં ફસાઇને મુદ્દલથી વધુ રકમ લેવા ઉપરાંત કર્ઝ લેનાર વ્યક્તિ પર પોતાની માલિકીનો અધિકાર ભોગવવાનું ઘોર કૃત્ય કરવા લાગ્યા.

## પ્રત્યેક હરામ વસ્તુ માનવજાત માટે હાનિકારક છે

પ્રત્યેક તે વસ્તુ જેના પર અલ્લાહ તઆલાએ પ્રતિબંધ મૂકયો છે, તે માનવ-જગત માટે અત્યંત નુકસાનકારક છે. એના પર માનવ-જગતના લાભાર્થે જ પ્રતિબંધ આદર-વામાં આવ્યો છે. અમુક નુકસાનો તો એ પ્રકારનાં હોય

છે કે જેનાથી માનવી બીમાર કે અશક્ત થઈ જાય છે, જ્યારે અમુક નુકસાનો એવાં હોય છે કે જેની અસર માનવ-શરીર પર દૃષ્ટિગોચર થતી નથી, પણ તે માનવ-આત્મા માટે અતિ હાનિકારક સાબિત થાય છે અને એના લઈ અખ્લાકી મૂલ્યોનો વિનાશ સર્જાય છે.

ઈસ્લામે પ્રત્યેક તે કથન, વર્તન અને કાર્ય પર પ્રતિબંધ મૂકયો છે, જેમાં ભયાનક નુકસાનો છૂપાયેલા છે તે પૈકી અમુક વસ્તુઓ શરીર માટે હાનિકર્તા હોય છે તો અમુક વસ્તુઓ આત્મા માટે. કેટલીક વસ્તુઓ બન્ને માટે નુકસાનકર્તા હોય છે.

(જવાહિરુલ ફિક્હ, ભાગ-૧, પેજ-૨૪)

# વ્યાજને હરામ ઠરાવતો ઈલાહી આદેશ

જ્યારે વ્યાજ પર અંકુશ મૂકતો આદેશ ઉતારવામાં આવ્યો તો જહાલત યુગના લોકોએ કહ્યું કે, "ઈન્નમલબયૂઉ મિષ્લુરિંબા : ખરેખર, વેપાર વ્યાજ માફક જ છે." બન્નેમાં કંઇ ફર્ક નથી. તો કુર્આને કરીમે ઘણો જ ટૂંકો જવાબ આપી દીધો કે; "અહલ્લલ્લાહુલ બયૂઅ વ હર્રમ-રિંબા : અલ્લાહ તઆલાએ વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે."

ઉપરોક્ત આયતમાં વ્યાજને હરામ કરવાનું કોઈ પણ કારણ અને મર્મ દર્શાવ્યા વિના સીધો હુકમ સંભળાવી દીધો. એથી સ્પષ્ટ થયું કે, અલ્લાહ તઆલાએ જે વસ્તુને હરામ ઠેરવી છે તે હરામ અને જે વસ્તુને હલાલ કરી છે તે હલાલ છે. ઉત્તર આપવાની આવી રીત અને અંદાજથી એ વાત ફલિત થાય છે કે, વ્યાજના હરામ હોવાની હિકમત અને મર્મ કોઈની સમજમાં આવે કે ન આવે; દરેક હાલતમાં માલિકના હુકમનું પાલન અનિવાર્ય અને જરૂરી છે. છતાં હદીસ અને તફસીરની કિતાબોમાં વ્યાજથી જન્મતાં આર્થિક, ધાર્મિક અને સામાજિક નુકસાનો અને મૂંઝવણોનો ઉલ્લેખ તથા તેના ઉકેલોનું વર્ણન પણ જોવા મળે છે.

(જવાહિરુલ ફિકહ, ભાગ–૧ પેજ–૯૫)

## વ્યાજથી જન્મતા પ્રાથમિક દુર્ગુણો

(૧) વ્યાજના ઝેરથી સર્વ પ્રથમ દયા અને દાન જેવા સદ્‌ગુણો નાશ પામે છે. આ બન્ને ગુણો માનવીની માનવતાના વિકાસમાં અગત્યનો ભાગ ભજવે છે. આ બન્ને ગુણો માનવ–જીવનના આકાશમાં સૂર્ય અને ચંદ્રનું સ્થાન ધરાવે છે. એનાથી મહરૂમ ઈન્સાનનું જીવન પ્રકાશમય બની શકતું નથી, હોઈ શકતું નથી.

(૨) વ્યાજના ભયંકર રોગથી કંજૂસાઈ, સ્વાર્થ અને લોભ જેવા દુર્ગુણો જન્મે છે.

(૩) વ્યાજખોર બીજાને લાભ આપવાને બદલે હંમેશા પોતાનો સ્વાર્થ સંતોષવાની ચિંતામાં રહે છે.

(૪) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ફરમાન (પેટને કબરની માટી સિવાય બીજી કોઇ વસ્તુ ભરી શકશે નહિ) અનુસાર વ્યાજખોરનું પેટ પણ કદી ભરાયું નથી, ભરાતું નથી અને ભરાશે પણ નહિ.

(૫) વ્યાજખોર આખિરતના ભયંકર પરિણામોથી ગાફિલ રહે છે. અલ્લાહ તઆલા આ રોગથી હિફાઝત ફરમાવે, આમીન. (મઆરિફુલ કુર્આન, ભાગ–૧, પેજ–૬૭૭)

## અગવડોનો ગુરુ, સગવડોનો શત્રુ

વ્યાજની બલા દુનિયાના ખૂણે ખૂણે પહોંચી ગઈ છે. કોઈ પણ સોસાયટી કે ખાતું આ બલાથી સુરક્ષિત નથી. વર્તમાન યુગમાં આર્થિક સદ્ધરતાને ટકાવી રાખવા વ્યાજને અનિવાર્ય સમજવામાં આવે છે. લોકોનું માનવું છે કે વેપાર, ઉદ્યોગ, ખેતીવાડી અને અન્ય કારોબારના વિકાસમાં

વ્યાજ મહત્ત્વનો ભાગ ભજવે છે. જો વ્યાજ–નીતિને નાબૂદ કરવામાં આવે તો મોટી અને ભયંકર અગવડો ઊભી થાય અને જીવનના એક–બે દિવસો વિતાવવા પણ મુશ્કેલ થઈ પડે !

આ જ કારણે જ્યારે જ્યારે પણ કુઆર્ન અને હદીસની રોશનીમાં વ્યાજુ વ્યવહારને ધિક્કારતા, પડકારતા અને વખોડતા આદેશો લોકો સમક્ષ મૂકવામાં આવે છે તો તેઓ અણગમો વ્યક્ત કરે છે અને હીલા–હવાલાનો સહારો લઈ જાત–જાતના બહાના અને અગવડો રજૂ કરી લાચારી દર્શાવે છે અને સવલતો મેળવવાનો એક માત્ર માર્ગ અને ઝરીઓ (માધ્યમ) 'વ્યાજ'ને જ માને છે. (ખુદાની પનાહ) જે બલાને બુદ્ધિવાનો અને ધર્મ-ગ્રંથો સગવડોના 'શત્રુ' અને અગવડોના 'ગુરુ'નું ઉપનામ આપે છે, જેને અર્થતંત્ર માટે 'ઝેરી નાગ' સમજવામાં આવે છે; લોકો તેનું સ્વાગત કરી પોતાના ઘરમાં એ ઝેરી નાગને પાળે છે અને ટેમપરરી સગવડોની પ્રાપ્તિ માટે હંમેશા હંમેશના સુખમય જીવનથી હાથ ધોઈ નાંખે છે; બલકે દુનિયામાં પણ તેમણે ઝિલ્લત અને કંગાલિયતનો સામનો કરવો પડે છે. મારી આ વાતને પુષ્ટિ આપતાં અનેક બનાવો માનવ–ઈતિહાસમાં જોવા મળે છે. અલ્લાહ તઆલા આ જીવલેણ બલાથી સર્વેને બચાવે, આમીન !

# ધન–સંપત્તિથી રાહતના સાધનો ખરીદી શકાય છે, રાહત નહિ

કેટલાક લોકોનું કહેવું છે કે, આજે તો વ્યાજ–ખોરોને જ રાહત અને ઈઝ્ઝત પ્રાપ્ત છે. તેઓ બંગલાઓ અને ફેક્ટરીઓના માલિક છે. વૈભવ–વિલાસના તમામ માધ્યમો તેમની પાસે મવજૂદ છે. નોકર–ચાકર અને શાન–શવકતની બધી જ સાધન–સામગ્રી ફરાહમ છે; પરંતુ વિચારવાથી દરેક માણસની સમજમાં આવી જશે કે, રાહતના માધ્યમો અને રાહતમાં આકાશ–પાતાળનો ફર્ક છે. રાહતના સાધનો તો ફેક્ટરીઓમાં બને છે અને બજારોમાં વેચાય છે. સોના–ચાંદીના બદલે તેને ખરીદી શકાય છે, પરંતુ જેનું નામ 'રાહત' છે, તે કોઈ ફેક્ટરીમાં બનતી નથી અને કોઈ બજારમાં વેચાતી નથી. તે એક એવી 'રહમત' છે, જે સીધી અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવે છે. તે કેટલીકવાર ગમે એટલી સંપત્તિ હોવા છતાં હાસિલ થતી નથી. માત્ર નિંદ્રાનો જ દાખલો લો. નિંદ્રા પ્રાપ્ત કરવા માટે એ તો કરી શકીએ છીએ કે, મકાનને–શયનખંડને સારામાં સારો બનાવીએ. હવાની આવ–જા અને પ્રકાશ માટે પૂરતો બંદોબસ્ત કરીએ. મકાનનું ફરનીચર આકર્ષક અને મનોહર બનાવીએ. પલંગ, ગાદલા અને તકિયા મરજી મુજબના બનાવીએ, પણ શું ઊંઘનું આગમન આ રાચ–રચીલા અને સાધન–સામગ્રીની ઉપલબ્ધિ (ફરાહમી)

પર લાઝિમી અને જરૂરી છે ? નહિ ! જો આપને કદી આ વાતનો અનુભવ ન થયો હોય તો ભલે, પણ ઘણા ઈન્સાનો એનો નકારમાં જવાબ આપશે, જેમને ગમે તે કારણસર ઊંઘ આવતી નથી. આજે અમેરિકા જેવા માલદાર, સમૃદ્ધ અને પ્રગતિશીલ દેશ વિષે અમુક રિપોર્ટોથી માલૂમ પડે છે કે, ત્યાં ૭૫ ટકા માણસો ઊંઘની ગોળીઓ લીધા વગર નિંદ્રાધીન થઈ શક્તા નથી અને ઘણીવાર તો દવા પણ કામ આવતી નથી. ઊંઘનો સામાન તો આપણે બજારમાંથી ખરીદી શકીએ છીએ, પણ ઊંઘ કોઈ બજારથી કોઈ કિંમતે લાવી શક્તા નથી. એ જ પ્રમાણે બીજી પણ રાહતો અને લહેજતોની હાલત છે કે સામાન તો બજારમાંથી મળી શકે છે પણ રાહત અને લહેજતનું મળવું જરૂરી નથી.

આ વાત સમજી ગયા પછી વ્યાજખોરોની હાલતની ચકાસણી કરશો તો એમની પાસે આપને સર્વકાંઈ મળશે, પણ રાહતનું નામ સુદ્ધાં પામશો નહિ. તેઓ પોતાના કરોડને બે કરોડ, બે કરોડને ત્રણ કરોડ બનાવવામાં એવા મસ્ત નજર આવશે કે તેઓને ન ખાવા–પીવાનું ભાન રહે છે, ન પોતાના બાળકોનું. કેટકેટલા માઈલો ચાલી રહ્યા છે. સવારથી સાંજ અને સાંજથી સવાર થઈ જાય છે. અફસોસ કે આ પાગલો રાહતના સામાનને જ રાહત સમજી બેઠા છે અને વાસ્તવમાં રાહતથી માઈલો દૂર છે. (મઆરિફુલ કુર્આન ભાગ–૧)

રાહત તો અલ્લાહ તઆલાની બંદગી અને ઝિક્રમાં જ સમાયેલી છે : ધ્યાનપૂર્વક સાંભળી લો, "દિલોને–આત્માઓને અલ્લાહ તઆલાના ઝિક્રથી જ રાહત મળે છે." (કુર્આન શરીફ)

# એક પ્રશ્ન અને તેનો ઉત્તર

સૌ કોઈ જાણે છે કે ઘર, મશીનરી, સવારી, ફર્નીચર વગેરેને ભાડા પેટે દેવું જાઈઝ છે. અહિંથી અમુકને આ ધોકો થાય છે કે, કામ અંગે કે લાભાર્થે રકમની લેવડ–દેવડ પર મુદ્દલથી વધુ રકમ વસૂલ કરવામાં વાંધો શું છે ? જ્યારે કે, અમારી રકમથી બીજાઓને લાભ ઉઠાવવાની તક મળે છે. જેમ કે, ભાડૂતી વસ્તુઓથી બીજા લાભ ઉઠાવે છે અને તેના ભાડા પેટે એક નિર્ધારિત અને ચોક્કસ રકમ વસૂલ કરવાની છૂટ છે, તો પછી મુદ્દલ મૂડી પર મુદ્દલથી વધુ રકમ ભાડા પેટે (જેને ઈસ્લામી પરિભાષામાં 'વ્યાજ' કહે છે) વસૂલ કરવામાં વાંધો શું છે ?!

નાણાંનું અનુમાન ભાડૂતી વસ્તુઓ પર કરવું તદ્દન બુદ્ધિવિહીન છે, કારણ કે જીવન જરૂરિયાતના માધ્યમો બે પ્રકારના છે. એક તો તે કે, જેનાથી સગવડો પ્રાપ્ત કરવા માટે, જરૂરતો પાર પાડવા માટે તેને પોતાના

કબ્જાથી બહાર કાઢવાની કે વેચવાની જરૂર ઊભી થતી નથી. તેને વેચ્યા વિના, તેના પર પોતાનો કબ્જો બાકી રાખી અન્યોની જરૂરતો સંતોષી શકાય છે. જેમ કે મશીનરી, સવારી, ફર્નીચર વગેરે એવા સાધનો છે કે, જેને મિલકતથી બહાર કાઢયા વિના, સંપૂર્ણ ખતમ કર્યા વગર જરૂરિયાતો પૂરી કરી શકાય છે. આવા માધ્યમોનું ભાડું લેવામાં માલિકને ભલે પરિશ્રમ અને મહેનત કરવી પડતી નથી; પરંતુ વપરાશના કારણે માધ્યમોનું મૂલ્ય ઘટે છે અને તેને ઘસારો લાગુ પડે છે. એ જ કારણસર આવા સાધનોથી લાભ પહોંચાડવાના બદલામાં એક નક્કી કરેલ રકમ (ભાડું) વસૂલ કરવાનો અધિકાર માલિકને મળે એ બુદ્ધિગમ્ય વાત છે.

કેટલાંક સાધનો એવાં છે કે, જેનું વેચાણ કર્યા વગર જેને માલિકીમાંથી સંપૂર્ણ બહાર કાઢયા વગર ફાયદો ઉઠાવી શકાતો નથી. જેમ કે નાણાકીય ભંડોળ જીવન જરૂરિયાતનું માધ્યમ જરૂર છે; પરંતુ તેને ખર્ચ કર્યા વગર, કબ્જામાંથી સંપૂર્ણ બહાર કાઢયા વગર તેનાથી કોઈ પણ પ્રકારની સગવડ પ્રાપ્ત થઈ શકતી નથી. ઉપરાંત, ભાડૂતી વસ્તુઓની જેમ નાણાંના વપરાશથી તેનું મૂલ્ય ઘટતું નથી, તેને ઘસારો લાગુ પડતો નથી. એ જ કારણે નાણાંથી લાભ પહોંચાડવાના બદલામાં ભાડાપેટે મૂળ મૂડી પર વધુ રકમ લેવી બુદ્ધિમાન્ય

નથી. આ જ કારણસર ઈસ્લામમાં વ્યાજ અર્થાત નાણાનું ભાડું લેવું હરામ છે.

## વ્યાજ હરામ હોવાનો મર્મ

કલામે પાકમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

"શરાબ અને જુગારના ફાયદાઓ કરતાં તે બન્નેના નુકસાનો વધુ છે." (સૂ. બકરહ)

મજકૂર આયતમાં દારૂ અને જુગારના થોડાંક ફાયદા સ્વીકારીને એનાથી અળગા રહેવાનું માર્ગદર્શન અપાયું છે. એથી સ્પષ્ટ થયું કે, કોઈ ચીજ કે કોઈ કામમાં થોડાં દુન્યવી લાભોનું હોવું એ વાતની વિરુદ્ધ નથી કે તેને શરઈ રીતે હરામ ઠેરવવામાં આવે, કારણ કે જે પ્રમાણે દુન્યવી ચીજોમાં તે દવા અને ખોરાકને નુકસાનકારક ગણવામાં આવે છે, જેના નુકસાનો એના ફાયદાઓની સરખામણીમાં વધુ સખત હોય. નહિતર દુનિયાની કોઈ ખરાબથી ખરાબ વસ્તુ પણ ફાયદાથી ખાલી નથી. ઝેર, સાંપ, વીંછી અને અને જંગલી પ્રાણીઓમાં ઘણાં ફાયદાઓ છે, પરંતુ સામુહિક ધોરણે એમને હાનિકારક ગણવામાં આવે છે અને એમની પાસે જવાથી રોકવામાં આવે છે. એ જ પ્રમાણે બાતિની રીતે જે કામોના

નુકસાનો એમના ફાયદાઓથી વધીને હોય તો એને શરઈ રીતે હરામ ઠરાવવામાં આવે છે. ચોરી, લાંચ-રુશવત, લૂંટફાટ, ફરેબ, વ્યભિચાર વગેરે દૂષણોમાં કયું દૂષણ એવું છે, જેમાં કોઈ ફાયદો ન હોય, કારણ કે જો એમાં બિલકુલ જ લાભ ન હોત તો કોઈ અકલમંદ માણસ એની પાસે ન ભટકત. હાલાં કે આ સર્વ દુર્ગુણોમાં નિષ્ણાત તે જ લોકો હોય છે, જેમને હોશિયારી અને ચાલાકીમાં મશહૂર સમજવામાં આવે છે. આથી ફલિત થયું કે લાભો તો દરેક ખરાબીઓ અને દુષ્કર્મોમાં હોય જ છે; પરંતુ એમનું નુકસાન ફાયદાથી વધીને છે. એટલા માટે બુદ્ધિવાન માણસ એને ફાયદામંદ અને જાઈઝ કહેતો નથી. શરીઅતે શરાબ, જુગાર (અને વ્યાજ)ને આ જ નિયમ હેઠળ હરામ કર્યાં છે, કારણ કે એના દીની-દુન્યવી નુકસાનો ફાયદાઓથી વધુ છે.

(મઆરિફુલ કુર્આન, ભાગ-૧, પેજ-૫૩૬)

## વ્યાજુ વ્યવહાર : આર્થિક નબળાઈનું મૂળ કારણ

કુર્આન, હદીસ, મહાન વિદ્વાનો અને અનુભવીઓના વિવરણથી આ વાત સાવ સ્પષ્ટ થઈ જાય છે કે, આર્થિક નબળાઈનું મૂળભૂત કારણ 'વ્યાજુ વ્યવહાર' છે. વ્યાજુ

વ્યવહાર અને તેનાથી થતા વેપાર, કારોબાર વગેરેના કારણે ગરીબોમાં ગરીબાઈ વધતી જ જાય છે. બેકારોમાં પણ બેકારીનું મૂળ ઊંડે ઊતરતું જ જાય છે, કારણ કે બેંકો, સહકારી મંડળીઓ અને વ્યાજે નાણાં ધીરનાર હમદર્દો લોકોને મળી આવે છે. મહેનત-મજૂરી વિના સવાર-સાંજ જીવન જરૂરિયાત નસીબ થઈ જાય છે, જેથી નાદારો અને બેકારો વ્યાજુ સંસ્થાઓના આધારે મહેનત કરવાની તસદી લેતા નથી. પરિણામે આર્થિક સમસ્યાઓ વધુ ને વધુ ગૂંચવાતી જ જાય છે અને બેકારી તથા નાદારીનો અંત આવતો નથી.

## વ્યાજ વિષે યૂરોપી વિદ્વાનોનું વિવરણ

હઝરત મવલાના મુફ્તી મુહમ્મદ શફીઅ સા. (રહ.) પોતાની જગ વિખ્યાત તફસીર 'મઆરિફુલ કુર્આન' ભાગ-૧, પેજ-૬૭૦ પર લખે છે :

"વ્યાજને આજના અર્થતંત્રમાં ભલે કરોડરજ્જુનું હાડકું સમજવામાં આવે છે, પરંતુ હકીકત એ જ છે, જેને આજે પણ યૂરોપના વિદ્વાનોએ સ્વીકારી છે કે, તે અર્થતંત્ર માટે કરોડરજ્જુનું હાડકું નહિ, પણ કરોડરજ્જુના હાડકામાં જન્મનાર એક પ્રકારનો કીડો છે, જે એને અંદરથી કોરી રહ્યો છે."

'અર્રિબા'ના પૃષ્ઠ ૬૯ પર મહાન તત્ત્વજ્ઞાની એરિસ્ટોટલ (અરસ્તૂ)નું વિવરણ છે :

"વ્યાજ કમાણીનું બિન પ્રાકૃતિક (ગેર ફિત્રી) માધ્યમ છે, કારણ કે નાણું નાણાને જન્મ આપી શકતું નથી."

## વ્યાજનો માલ ઘટે છે

કુર્આને કરીમમાં ઈર્શાદે રબ્બાની છે :

"અલ્લાહ તઆલા વ્યાજને નષ્ટ-નાબૂદ કરે છે અને સદકાતને વધારે છે."

ઉપરોક્ત આયતમાં વ્યાજને નાબૂદ કરવાના અને સદકાતને વધારવાના ભાવાર્થમાં મુફસ્સિરો (ભાષ્યકારો)નો મતભેદ છે. કેટલાકનું કહેવું છે કે, આયતમાં વ્યાજને નાબૂદ કરવાનો અને સદકાતને વધારવાનો સંબંધ આખિરત સાથે છે. વ્યાજુ વહેવાર કરનારનો માલ આખિરતમાં તેના માટે અસહ્ય અઝાબનું કારણ બનશે. જ્યારે સદકા-ખૈરાત કરવાવાળાઓને બદલારૂપે આખિરતની હંમેશાની રાહતો, નેઅમતો મળશે. બીજા મોટાભાગના મુફસ્સિરોનું કહેવું છે કે, વ્યાજને નાબૂદ કરવાનો અને સદકાતને વધારવાનો સંબંધ આખિરત સાથે તો છે જ, પરંતુ તે સાથે સદકો આપનારના માલમાં બરકત અને વ્યાજ ખાનારના માલમાં

બેબરકતી આ દુનિયામાં પણ થાય છે. જેના અનેક બનાવો દુનિયામાં જોવા–નિહાળવા મળે છે–મળ્યા છે.

માની લો કે, વ્યાજખોર પોતે તો માલથી ફાયદો ઉઠાવી જાય; પરંતુ તેની અવલાદને પાછળથી ઘણું સહન કરવું પડે છે, કારણ કે, વ્યાજના માલ પર કોઈ ને કોઈ વિનાશક આફત આવી જ પડે છે. હઝરત મઅમર (રહ.)એ ફરમાવ્યું કે, અમે બુઝુર્ગોથી સાંભળ્યું છે કે, વ્યાજખોર પર ચાલીસ વર્ષ વિતવા પામતા નથી કે, એના માલ પર અનિવાર્યપણે આફત આવી જાય છે.

(મઆરિફુલ કુર્આન, ભાગ–૧, પેજ–૬૫૦)

વ્યાજનો માલ હકીકતમાં ઘટે જ છે, જેને એક દ્રષ્ટાંતથી સમજો. કોઈ માણસના શરીર પર સોજો અને વરમ ચઢી જાય તો નાના બાળકો અને નાસમજ લોકો તેને તાજો, તગડો, જાડો અને હૃષ્ટપુષ્ટ સમજે છે, કારણ કે સોજાથી તેનું બદન વધી જાય છે, પરંતુ સમજદાર લોકો અને ડોકટરો માનવ–શરીરના આ વધારાને ખતરો સમજે છે, કારણ કે વરમથી થયેલો શારીરિક વધારો મૃત્યુની આગાહી છે. એ જ પ્રમાણે વ્યાજખોરના માલની હાલત છે કે, જાહેરી રીતે તો એ વધતો માલમ પડે છે, પણ આ વધારો તેની પડતી અને વિનાશની આગાહી અને નિશાની છે.

# નાદારીના નિવારણનું માર્ગદર્શન

આપણા માલદારો ઝકાત અને સદકએ ફિત્રની રકમ જો પૂરતા પ્રમાણમાં કાઢી ગરીબ મુસ્લિમોમાં વહેંચે તો મુસ્લિમ સમાજમાંથી મોહતાજી, ભૂખમરો, નાદારી અને આર્થિક નબળાઈ ઘણી ટૂંકી મુદ્દતમાં સહેલાઈથી વિદાય થઈ જશે, અને કોઈ ગરીબ મુસલમાનને તમે બીજાઓ સામે હાથ ફેલાવતાં નહિ જુઓ, ઈન્શા અલ્લાહ.

૧૯૬૫માં પાકિસ્તાનની કૌમી ઈન્કમ લગભગ પંદર અરબ ત્રીસ કરોડ રૂપિયા હતી. ઝકાતની અઢી ટકા લાગતના હિસાબે પૂરી કૌમી આવકની ઝકાત કાઢવામાં આવે તો ઓછામાં ઓછી ૩૮ કરોડ ૨૫ લાખ રૂપિયા ઝકાત વર્ષના અંતે ગરીબોમાં વહેંચી શકાય છે. વિચારો, પ્રતિવર્ષ માલદારોના ખઝાનાઓમાંથી આટલી જંગી રકમ ગરીબો પાસે પહોંચી જાય તો કેટલી ટૂંકી મુદ્દતમાં આર્થિક નબળાઈ દૂર થઈ શકે છે.

(જવાહિરુલ ફિક્હ, ભાગ–૧, પેજ–૧૦૫)

[મર્હૂમ હઝરત મુફ્તી શફીઅ સા. (રહ.) એક યૂરોપી વિદ્વાનનું વિધાન ટાંકી લખે છે :

"મુસલમાનોની 'ઝકાત–વ્યવસ્થા' એવી ચીજ છે કે, જો મુસલમાન એના પાબંદ થઈ જાય તો આ કૌમમાં કોઈ ગરીબ રહી શકતો નથી."]

આર્થિક કટોકટી દૂર કરવાનો સરળ અને સુંદર ઉપાય આ પણ છે કે, બિન વ્યાજુ બેંકો, મંડળીઓ, મુસ્લિમ ફંડો અને કંપનીઓની ઠેક ઠેકાણે સ્થાપના કરવામાં આવે, જે દ્વારા સમસ્ત જનતા, અમીર–ગરીબને લાભ પહોંચાડવામાં આવે, જેથી જનતા કર્જના અસહ્ય ભાર નીચે દબાય ન જાય અને હોંશે હોંશે પોતાના નાના–મોટા કારોબારને વિકસાવી શકે. બિન વ્યાજુ બેંકો વગેરેની સ્થાપના અશક્ય અને અસંભવિત નથી. હા, એના માટે સાહસ અને ભોગની જરૂર છે. ઘણા સ્થળોએ આવી બેંકોની સ્થાપના થઈ છે–થતી રહે છે. દેવબંદમાં 'જમ્ઈય્યતે ઉલમા'ની દેખરેખ હેઠળ મુસ્લિમ ફંડની સ્થાપના થઈ છે, અને આજ સુધી એનું સફળ સંચાલન થઈ રહ્યું છે. ઘણા જરૂરતમંદોએ એનાથી લાભ ઉઠાવ્યો છે. જો ઠેર ઠેર આવી બિન વ્યાજુ સંસ્થાઓની નાના–મોટા પાયે સ્થાપના કરવામાં આવે તો નાદારી અને બેકારીનો અંત આવી શકે છે.

## કરકસરની પ્રેરણા આપો–અપાવો

પ્રત્યેક ધાર્મિક, સામાજિક, સરકારી અને પ્રાઈવેટ સંસ્થાઓના વિદ્યાર્થીઓ, નોકરિયાત વર્ગો અને અન્ય લોકોમાં કરકસરની ટેવ અને ભાવના કેળવવામાં આવે.

બિન જરૂરી અને વધુ પડતા ખર્ચના નુકસાનો અને (વ્યાજહીન) બચતના લાભો તરફ વારંવાર એમનું લક્ષ દોરવામાં આવે. બચત યોજનાઓ શરૂ કરવામાં આવે અને વર્ષ દહાડે યથાશક્તિ સૌથી વધુ બચત કરનાર વ્યક્તિને 'પ્રોત્સાહન ઈનામ' આપવામાં આવે.

શમ્સુલ ઉલમા મવલાના મુહમ્મદ ઝકાઉલ્લાહ સાહેબ (રહ.)નું કથન છે :

"ખુશી અને આનંદ તે માણસને પ્રાપ્ત થઈ શકતો નથી, જે દસ હજારની કમાણી કરે અને તેટલી જ અથવા તેથી વધુ રકમ ખર્ચી નાખે, બલકે ખુશી અને આનંદ તે જ માણસ મેળવી શકે છે, જે દસ રૂ.ની કમાણી કરે અને તેમાંથી ૯ રૂ. ખર્ચી કમથી કમ એક રૂ.ની બચત કરે."

ઘરોમાં પણ બાળકોને આવી જ શીખ આપવામાં આવે. તેમના પ્રોત્સાહન માટે વર્ષના અંતે તેમની બચત રકમમાં તેટલી જ અથવા અમુક ટકા રકમ વધારી આપી તે રકમને તેમની જ જરૂરિયાત–પોશાક વગેરેમાં ખર્ચવામાં આવે. આ રીતે બાળકોને લગતી સાધન–સામગ્રીનો બંદોબસ્ત કરવામાં સહાયતા પણ મળશે અને તેઓ બચતના પરિણામો અને લાભોથી માહિતગાર થશે. ઉપરાંત, ભાવિ માટે એક સુંદર માર્ગદર્શન પૂરું પડશે.

જો આ પ્રોગ્રામોને અમલમાં મૂકવામાં આવે તો ટૂંક મુદ્દતમાં જ આર્થિક સમસ્યાઓનો ઉકેલ આવી શકે છે અને બેકારી તથા નાદારી સારી રીતે નિવારી શકાય છે.

## વેપાર અને કારોબારને અપનાવો–વિકસાવો

પોતાની ધન-સંપત્તિને તિજોરીઓ અને બેંકોમાં જમા કરાવવાના બદલે તેને કારોબાર અને વેપારમાં લગાવવામાં આવે. બિનજરૂરી ઈમારતો બનાવવા પાછળ પૈસા વેડફવામાં ન આવે. આપણા ધનવાનો મુસ્લિમ સમાજને વેપારી અને ઔદ્યોગિક ક્ષેત્રે આગળ લાવવાના પ્રયત્નો કરે.......સૌ પ્રથમ તો મુસ્લિમોએ વેપારી અને કારોબારી વૃત્તિ પોતામાં કેળવવાની ખાસ જરૂર છે. આજે આપણે વેપારને ગણકારતા નથી. હાલાં કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે કે, "વેપારને અપનાવો, કારણ કે દસ ભાગની રોજીમાંથી નવ ભાગની રોજી વેપારમાં છે."

આજના સમૃદ્ધ અને ધનવાન દેશોએ વેપારના પ્રતાપે જ આર્થિક ક્ષેત્રે પ્રગતિ સાધી છે. તેઓ વેપારને

ઘણું જ મહત્ત્વ આપે છે. મવ. સૈયદ સુલયમાન નદવી (રહ.) જ્યારે ઇંગ્લિસ્તાનમાં સ્થાયી હતા, ત્યારે તેમણે પોતાના મિત્ર સૈયદ તુફૈલ અહમદ સાહબને પાઠવેલ એક પત્રમાં લખ્યું હતું :

["આપે યૂરોપની ટૂંકી રૂપરેખા મંગાવી છે. તો જુઓ, હું યૂરોપની ટૂંકી રૂપરેખા લખી જણાવું છું. વેપાર યૂરોપીઓનો મૂળ ધંધો છે. અહિં જ્ઞાન, હુનર, રાજકારણ અને સૌન્દર્યનું કોઈ મહત્ત્વ નથી. તેમની સમક્ષ કોઈ વસ્તુ છે તો તે વેપાર અને વેપાર જ છે. અહિં કોઈનાથી દોસ્તી અને દુશ્મની અલ્લાહ કે હુકૂમત માટે નથી, માત્ર વેપાર માટે જ છે. અહિંના લોકો વેપાર–વિકાસની સ્કીમોમાં રાત–દિવસ મગ્ન રહે છે. વેપારમાં કમાણી માટે બંદરગાહોની ધૂન છે, મૂર્ખ ખરીદાર દેશોની શોધ છે.] (મુસલમાનોંકા મુસ્તકબિલ, પેજ–૯૧)

અફસોસ કે આજે આપણે વેપાર જેવી સુન્નતને તુચ્છ અને શરમજનક સમજીએ છીએ !

## ઝકાતનો આશય

હઝરત મવલાના મુફ્તી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) ફરમાવે છે કે, ઝકાતનો ફરીઝો એક રીતે વેપારની પ્રગતિની

બાંહેધરી આપે છે, કારણ કે ઝકાત અદા કરવાથી જેવી રીતે કૌમના ગરીબો અને ફકીરોની સહાય થાય છે, એ જ પ્રમાણે મુસલમાનોની આર્થિક સ્થિતિ સદ્ધર બનાવવા માટે પણ આ ફરીઝો વેપારની પ્રેરણાનો એક શ્રેષ્ઠ ઝરીયો છે, કારણ કે માણસ જ્યારે નિહાળશે કે, રોકડ નાણાંને મૂકી રાખવાથી કોઈ લાભ થવાનો નથી અને પ્રતિવર્ષ તેમાંથી ચાળીસમો ભાગ ઓછો થતો જશે. પરિણામે ટૂંક મુદતમાં બધી જ રકમ નાબૂદ થઈ જશે, જેથી માણસ આ માલને વેપાર-ધંધામાં લગાવવા તરફ જરૂર પ્રેરાશે.

## સરળ, સુંદર અને ફ્રી ઈલાજ

કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

"હે ઈમાનીઓ ! સબ્ર અને નમાઝ દ્વારા (અલ્લાહ તઆલાની) મદદ મેળવો. બેશક, અલ્લાહ તઆલા સાબિરો--ધીરજવાનો સાથે છે." (સૂ. બકરહ)

ઉપરોક્ત આયતમાં આ માર્ગદર્શન અપાયું છે કે, ઈન્સાનની તમામ જીવન જરૂરિયાત પૂરી કરવા અને સઘળી મુસીબતોને દૂર કરવાનો અકસીર નુસ્ખો 'સબ્ર અને નમાઝ' છે. આ નુસ્ખો તમામ પ્રકારની મુસીબતોને

દૂર કરવા અને સઘળી જરૂરિયાત સંતોષવામાં કામ આવે છે. કારણ, કુર્આન શરીફમાં કોઈ જાતનું બંધન નથી કે, ફલાણા કામમાં આ બે ચીજોથી મદદ પ્રાપ્ત કરી શકાય છે અને ફલાણામાં નહિ. આથી સ્પષ્ટ થયું કે, માણસની દરેક જરૂરતમાં એ બન્ને વડે મદદ મેળવી શકાય છે.

— આ આયતમાં બે વસ્તુઓનું વર્ણન છે : (૧) સબ્ર અને (૨) નમાઝ.

(૧) સબ્રનો શબ્દકોશી અર્થ પોતાના દિલ પર રોક લગાવવાનો અને કાબૂ પામવાનો છે. કુર્આન અને હદીસમાં સબ્રનાં ત્રણ પ્રકાર બતાવાયાં છે :

(અ) પોતાના નફસને હરામ અને નાજાઈઝ ચીજોથી રોકવો.

(બ) નફસને–આત્માને ઈબાદત અને ઈતાઅતની પાબંદી પર મજબૂર કરવો.

(ક) નફસને મુસીબતો અને આફતોમાં ધીરજ અપાવવી.

આ ત્રણેવ પ્રકાર સબ્રની શરઈ વ્યાખ્યામાં આવી જાય છે. જ્યારે ઘણા ખરા લોકો માત્ર ત્રીજા પ્રકારને જ

સબ્ર ગણે છે અને પહેલાં બે પ્રકાર, જે સબ્રની અસલ બુનિયાદ છે તેને સબ્રની વ્યાખ્યામાં શામેલ કરતા જ નથી !

આયતમાં છે કે, સબ્ર કરવાવાળાઓ સાથે અલ્લાહ તઆલા છે. વિચારો, સબ્રના પરિણામે ઈન્સાનને અલ્લાહ તઆલાનો સહવાસ નસીબ થાય છે. બતાવો તો ! જે માણસ સાથે અલ્લાહ તઆલાની તાકાત હોય, એનું કોઈ કામ અટકી શકે છે ? એને કોઈ આફત લાચાર કરી શકે છે ? નહિ !

(૨) આ કુર્આની નુસ્ખાનો બીજો ભાગ 'નમાઝ' છે.

નમાઝ માનવની પ્રત્યેક જરૂરત પૂરી કરવા અને પ્રત્યેક આફતથી છૂટકારો અપાવવામાં ઘણી જ અસરકારક નીવડે છે. શર્ત એ છે કે નમાઝને તેના તમામ આદાબ, શર્તો અને ખુશૂઅ-ખુઝૂઅ (નમ્રતા અને વિવેક) સાથે પઢવામાં આવે. આજે આપણી નમાઝો બિન અસરકારક પુરવાર થાય છે એમાં આપણો દોષ છે, કારણ કે આપણે જોઈએ તેવી નમાઝ પઢતા નથી. નહિતર હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આદત મુબારક એ હતી કે, જ્યારે પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ)ને કોઈ જરૂરત ઉપસ્થિત થતી અથવા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર કોઈ મુસીબત આવી પડતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝમાં તલ્લીન થઈ જતા અને તેમાં આપને સફળતા પણ મળતી હતી. ("મઆરિફુલ કુર્આન"માંથી ટૂંકાવીને)

શું મુસલમાનો આ કુર્આની નુસ્ખાને અજમાવશે ખરા ? હઝરત નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નૂરાની, પ્યારા અને અનુભવસિદ્ધ અમલોથી ધડો લેશે કે ? યા પછી પશ્ચિમના અંધ અનુકરણ તરફ દોટ મૂકશે ? !

: સમાપ્ત :